॥ ૐ વંદે માતરમ ॥

# ભારત-જીવન

યાને

# દેશ નેતાઓના ગરબા.




રચનાર:—"જીવન"



છપાવી પ્રસિદ્ધ કરનાર:-

હરિલાલ એ. ટોપીવાલા

વલસાડ

(પ્રત ૨૦૦૦) આવૃત્તિ ૧ લી (સંવત ૧૯૮૬

કીંમત ૧ આનો.

ગરબો ૧.

# મહાત્મા ગાંધીજી.

## સાતવાર.

(રાગ— આવોરે આવો શિવ શંકર ભોળા)

આદિતે આશ્રમમાં યોગી, સકળ ગુણ સંત દિસે ભોગી
ભારતની સેવા કરે મોંઘી જીવોરે ઘણું બાપુ મોહન ગાંધી
સાધી જેણે અચળ સમાધી, જીવોરે ઘણું બાપુ મોહન ગાંધી
સોમે તો સઇનિક બોલાવી અહીંસાનો પાઠ પઢાવી
દાંડી જવા વાત જ દર્શાવી જીવોરે ઘણું બાપુ મોહન ગાંધી
મંગળે મોહને મંત્ર દીધો દાંડીનો માર્ગ લઇ લીધો
ભારત જને વાણી રસ પીધો જીવોરે ઘણું બાપુ મોહન ગાંધી
બુધે તો દાંડી તણા દરીયે પકાવે મીઠું હોંસ ધરી એ
ચાલો સબરસ થેલી ભરીએ જીવોરે ઘણું બાપુ મોહન ગાંધી
ગુરવારે ગાંધીજી ગરજે હિંદ માતા ધૈર્ય તું ધરજે
ધાડ હવે ધારાસણા પર છે જીવોરે ઘણું બાપુ મોહન ગાંધી
શુક્રવારે શિખામણ સાદી પ્હેરો હવે ઉમંગે ખાદી
કાંતો ચરખો હિંદ આબાદી જીવોરે ઘણું બાપુ મોહન ગાંધી
શનિવારે સંત પકડાયા જઇ જેલ માહે પુરાયા
શુરા સૈનીક રણ રગડાયા જીવોરે ઘણું બાપુ મોહન ગાંધી
જેલ શોભાવી રહ્યા આજે ભારત ભય ટાળ્યો મહરાજે
પ્રભુ પ્રસન્ન જરૂર થાજે જીવોરે ઘણું બાપુ મોહન ગાંધી
બાપુના બોલ દીલે ધારો દુર્ગુણ દુર કરો યારો
"જીવન" ભારતને ઉગારો જીવોરે ઘણું બાપુ મોહન ગાંધી

---

આરૂઓ ૨.

# ચરખો.

(રાગ--પાવાગઢથી ઉતર્યાં મહાકાળીરે)

પ્રણમું ગીરજા સુતને એ ચરખોરે;
સમરૂં સરસ્વતિ માય શાણા જન પરખોરે.
વાણી અવીચળ આપજો એ ચરખોરે;
ગુણ ભારત માંહે ગવાય શાણા જન પરખોરે.
મહાત્મા પોકારે હિંદમાં એ ચરખોરે;
કાંતો સહુ નરને નાર શાણા જન પરખોરે.
શુધ કાષ્ટ નાગી શુભ દેહી એ ચરખોરે;
ઘડનારો સંત સુથાર શાણા જન પરખોરે.
થાંભલીઆ તોરણીઆ ભલાં એ ચરખોરે;
પચરંગી પાંખડીઆ ચાર શાણા જન પરખોરે
રૂપે રૂડેરો ઓપતો એ ચરખોરે;
ધન્ય ધન્ય એ ફેરવનાર શાણા જન પરખોરે
ભલા ભારત જન મન ભાવ્યો એ ચરખોરે;
મુરખ મન નવ લગાર શાણા જન પરખોરે
કર ચેતન પર માળ ફરે એ ચરખોરે;
એ તો ફરે તરવેણી ત્રાક શાણા જન પરખોરે
તાર સુતરના નીકળે એ ચરખોરે;
લઈ પુણીઓ પર હાથ શાણા જન પરખોરે.

પવિત્ર ખાદી સુતરની એ ચરખોરે;
જીવજો એનો વણનાર શાણા જન પરખોરે.
ધન્ય ભાગ્ય ભારત તાહેરાં એ ચરખોરે;
ધન્ય ખાદી તણો પહેરનાર શાણા જન પરખોરે
એક સખી કહે સુણ સાહેલી એ ચરખોરે;
ધન્ય ચરખાનો ઘડનાર શાણા જન પરખોરે.
દિવ્ય યંત્ર છે આપણું એ ચરખોરે;
ભારત ભુમી મોજાર શાણા જન પરખોરે.
ગુણ ગાઇએ ગોવિંદના એ ચરખોરે;
ચાલો સહુ સખી બ્હેન શાણા જન પરખોરે.
ખાદી શુદ્ધ બનાવવા એ ચરખોરે;
એને ફેરવીએ દિન રેન શાણા જન પરખોરે.
કો ગુણવંતી વામા વદ એ ચરખોરે;
ધન્ય ધનરે હિંદુસ્તાન શાણા જન પરખોરે.
રહેજે અમર હિંદમાં એ ચરખોરે;
સદા ભજીએ શ્રી ભગવાન શાણા જન પરખોરે.
કાંતો ગુણવંત બ્હેનડી એ ચરખોરે;
કાંતો બંધુ હોશીયાર શાણા જન પરખોરે.
કાંતો વૃદ્ધ યુવક સહુ એ ચરખોરે;
કાંતો નાનેરાં બાળ શાણા જન પરખોરે.

સુખમાં સરવે સાચવો એ ચરખોરે;
કદી ન ભુલો દુઃખ માય શાણુા જન પરખોરે;
ચાર ઘડી લઇ બેસજો એ ચરખોરે;
દિલના દુખડાં વીસરાય શાણુા જન પરખોરે.
યંત્ર અમર રહો હિંદમાં એ ચરખોરે;
અમર રહો કાંતરહાર શાણુા જન પરખોરે.
હિંદ શુરાજન જાગજો એ ચરખોરે;
"જીવન" ભારત ઉદ્ધાર શાણુા જન પરખોરે;

---

## ગરબો ૩.

# ખાદી.

## (રાગ-રઘુપતી રામ રૂદેમાં રહેજોરે.)

ગુણીયલ બંધુ બ્હેન **ખાદી ધારી** બનજોરે,
ખાદી ખેલે શુરાજન સંગેરે ખેલે ભારત માંહે ઉમંગેરે
ધારે પ્રભુ જનો દિવ્ય અંગે ગુણીયલ બંધુ બ્હેન ખાદી ધારી બનજોરે
ખાદી શા ગુણ ગાઉ તારારે વીર રત્નો તને ચાહનારારે
ધન્ય ખાદી તણા પહેરનારા ગુણીયલ બંધુ બ્હેન ખાદી ધારી બનજોરે
પ્રાચીન કાળથી એ વખણાતીરે થઈ વિશ્વ માંહે બહું ખ્યાતીરે
દૈવાંશી જનને પ્રીય થાતી ગુણીયલ બંધુ બ્હેન ખાદી ધારી બનજોરે
ખાદી નળરાજાને ગમતીરે ખાદી પહેરી રાણી દમયંતીરે
ખાદી દેવ પુરુષ ગૃહે રમતી ગુણીયલ બંધુ બ્હેન ખાદી ધારી બનજોરે
લાખાગૃહે દાઝયા પાંડવ પાંચરે અંગ ઢાંકણુ કરવા કાજરે
પહેરી ખાદી ધરી હુલ્લાશ ગુણીયલ બંધુ બ્હેન ખાદી ધારી બનજોરે

ખાદી રામચંદ્રને વ્હાલેરીરે ખાદી સીતા લક્ષ્મણે પહેરીરે
રાખી પ્રીતી હવે તો ભલેરી ગુણીયલ બંધુ બ્હેન ખાદી ધારી બનજોરે
કહે દેવાંશીજન પોકારીરે ખાદી પહેરો હિંદ નરનારીરે
હિંદ માતાને લેજો ઉગારી ગુણીયલ બંધુ બ્હેન ખાદી ધારી બનજોરે
ચાહો ભારતની આબાદીરે પહેરો ખાદી ખાદી હવે ખાદીરે
માની મોહનની શિખ સાદી ગુણીયલ બંધુ બ્હેન ખાદી ધારી બનજોરે
ખાદી જ્ઞાનકળી વિકસાવેરે ખાદી સાદાઈ સંગ ફગવેરે
ખાદી ભારતને મન ભાવે ગુણીયલ બંધુ બ્હેન ખાદી ધારી બનજોરે
મીથ્યા ફેશનને હવે માનો મુકો સર્વ મોજીલા તોફાનોરે
શુરા હિંદ તણા સંતાનો ગુણીયલ બંધુ બ્હેન ખાદી ધારી બનજોરે
સુણો ગાંધી તણો ગર્જનાંદરે પહેરો ખાદી મુકી વિખવાદરે
"જીવન" ભારત થાયે આબાદ ગુણીયલ બંધુ બ્હેન ખાદી ધારી બનજોરે



## ગરબો ૪.

# દેશ નેતા.

### (રાગ—શંકર વસેરે કૈલાશમાં)

હાંરે જીરે હિરલા પાકે છે હિંદમાં હાંરે ધન્ય ધન્ય હિંદુસ્તાનરે
ધન્ય ધન્ય માતા ભારતી હાંરે ધન્ય તારા સંતાનરે
હીરલા પાકે છે હિંદમાં
હાંરે જીરે હરિશ્ચંદ્ર થયા સત્ય યુગમાં હાંરે તેણે પ્રતિજ્ઞા કીધીરે
વચનથી વશિષ્ઠ ગુરૂને હાંરે રાજ્ય ગાદી દઇ દીધીરે—હીરલા

હાંરે જીરે પુત્ર પત્નિ વેચી દીધાં હાંરે પોતે પણ વેચાણોરે
નીચ ઘેરે પાણી ભર્યાં હાંરે એક વચની લેખાણોરે–હીરલા
હાંરે જીરે ત્રેતામાં શ્રીરામચંદ્રજી હાંરે પાળી પિતા આજ્ઞાયરે
ત્યાગ્યા ક્ષણમાં સર્વ સુખડાં હાંરે વસ્યા જઇ વનમાંયરે–હીરલા
હાંરે જીરે રાવણ રાજા અહંકારમાં હાંરે દેવતાને દુઃખ દીધારે
ભુભાર ઉતાર્યો એને મારીને હાંરે નિર્ભય દેવ કીધારે–હીરલા
હાંરે જીરે દ્વાપરમાં એક કૃષ્ણજી હાંરે બીજા પાંડવ પાંચરે
કંસાસુર કૌરવાદિ મારીને હાંરે કર્યો અસુરનો નાશરે–હીરલા
હાંરે જીરે કળીયુગમાં એવા અનેક છે હાંરે દુનિયાને ડોલાવેરે
માન મુકે મોટા મોટા હાંરે સ્વતંત્ર પટ ખોલાવેરે–હીરલા
હાંરે જીરે પ્રથમ દાદાભાઇ નવરોજજી હાંરે પારસી કુળમાં જન્મ્યારે
શીખવાડયો શબ્દ સ્વરાજયનો હાંરે ભારત માતાને ગમ્યારે–હીરલા
હાંરે જીરે તીલક ને બાપુ ગોખલે, હાંરે ભારત કાજે ઝુકાવ્યુંરે
આત્માર્પણ કીધો દેશને હાંરે નામ જગમાં દિપાવ્યુંરે–હીરલા
હાંરે જીરે પંજાબના સિંહ કેશરી હાંરે લાલા લજપતરાયરે
આત્મ બળિદાન દીધુ ભારતને હાંરે એતો અમ્મર લેખાયરે–હીરલા
હાંરે જીરે છોડયો વ્હાલો જેણે આત્મા હાંરે ધન્ય જતીન દાસરે
ભારતને કાજ એણે કર્યો હાંરે બ્હોતેર દિનનો ઉપવાસરે–હીરલા
હાંરે જીરે બાપુ ગાંધી આજે હિંદમાં હાંરે સ્વરાજયના વિલાશીરે
વિશ્વવંધ પુરુષ કહાવ્યા હાંરે થયા જેલના વાશીરે–હીરલા

હાંરે જીરે વિઠલ વલ્લભ બેઉ બંધવા હાંરે પટેલ કુલના જયારે
તારણુહાર ખેડુતના હાંરે હરખે જેલ પુરાયારે–હીરલા
હાંરે જીરે જવાહીરને મોતીલાલજી હાંરે પુત્ર પિતા કહાવેરે
અખુટ ધન દીધું દેશને હાંરે ભારત મન ભાવે–હીરલા
હાંરે જીરે અનેક વૈભવો ત્યાગીને હાંરે જેલ મ્હેલ શોભાવીરે
નહેરૂ કુટુંબ અમ્મર કર્યું હાંરે કીર્તિ જગમાં ફેલાવીરે–હીરલા
હાંરે જીરે વૃદ્ધ તૈયબજીને મ્હેરઅલી હાંરે મુસ્લીમ કેરા તનરે
અનસારી સાથ ગયા જેલમાં હાંરે એના જીવતરને ધન્યરે–હીરલા
હાંરે જીરે માલવીયા કુટુંબ જેલમાં હાંરે જેલ મુનશી કનૈયારે
જેલ બજાજ જમનાલાલજી હાંરે ધન્ય ભારત મૈયારે–હીરલા
હાંરે જીરે રામદાસ દેવીદાસજી હાંરે મણીલાલ ગાંધી જાયારે
બાપુએ દેશને અર્પણ કર્યા હાંરે એ તો જેલ પુરાયારે–હીરલા
હાંરે જીરે પારસી કુળના વીરલા હાંરે શુરવીર નરીમાનરે
ખુશીથી જેલમાહે ગયા હાંરે વધ્યું ભારતમાં માનરે–હીરલા
હાંરે જીરે એવાં અનેક વીર જેલમાં હાંરે દેશ કાજે તો જાયરે
ભાગ્ય ભલેરાં ભારતના હાંરે સાચા શુરવીર થાયરે–હીરલા
હાંરે જીરે શુરવીર જાગ્યા દેશમાં હાંરે ઇશ્વરનો આશીર્વાદરે
સ્વતંત્રતા દિન આવીયા હાંરે 'જીવન' ભારત આઝાદરે–હીરલા



## ગરબો ૫

# વીર વલ્લભભાઇ.

(પંદર તિર્થંય)

(રાગ:—પરદેશી પ્રીત ગટમટ ભુલીરે)

પડવે પુજ્ય મહાત્માને પુજ્યારે, બની ગુર્જરના સરદાર વલ્લભ ગાજ્યારે
બીજે બારડોલી સરદાર થઇ રણબંકોરે, કરી વિજય ભારત માંય
દીધો ડં

ત્રીજે તેત્રીશ ક્રોડને સંદેશોરે, કરવો છે સ્વાધીન દેશ ન જંપી બેસોરે
ચોથે ચતુરનર વલ્લભ વીરારે, હઇયે ધરી દેશની દાઝ હીંદના હીરારે
પાંચમે પટેલ કુળને દિપાવ્યુંરે, વલ્લભભાઈ સરદાર નામ શોભાવ્યુંરે
છઠે છાવણી ગામડામાં નાખી મધ નિષેધ કરવા કાજ ટેકજ રાખીરે
સાતમે સારા હિંન્દને સુણાવેરે, પુર્ણ સ્વતંત્રતાના પાઠ સૌને ભણાવેરે
આઠમે એક સ્વરાજ્યની રઢ લાગીરે, આ હિંદ તણા નરનાર જુઓ
જાગી

નવમે નર વલ્લભ જેલમાં ચાલ્યારે, ત્રણ માસ શોભાવી જેલ
સુખમાં મહાલ્યારે

દશમે દેશને બોધ એવો દીધોરે, ભારત કરવા આઝાદ કોલજ લીધોરે
એકાદશી અહિંસા વૃત પાળેરે, માતૃભુમિ સેવામાંય દિવસ ગાળેરે
બારસે બાપુની શિખ ઉર લેતારે, કાંતો ચરખો નરનાર પ્રેમથી કહેતારે
તેરસે તે શુધ્ધ ખાદી અંગ ધરાવેરે, મોહક વિદેશી વસ્ત્ર ત્યાગ કરાવેછે

ચૌદશે ચોમેર ભાષણ કીધારે, સંપુર્ણ સ્વરાજયના બોધ સઉને દીધારે
પુનમે પરાક્રમ દેખાડયાં પુરાંરે, બીજી ગયા જેલમાંય સરદાર શુરારે
પ્રભુ હરનીશ જપીએ નામ દુઃખડાં કાપોરે, વલ્લભ જેવા બહુ વીર
હિંદને આપોરે.
ઓ હિંદ તણા નરનાર શુરા જાગોરે " જીવન " ભારત આઝાદ
વલ્લભ માગોરે.

---

## ગરબો ૬

## દેવી સરોજની.

(રાગ–બલીહારીરે બહુચર માત જોવાને જઇએ)

ધન ધનરે ભારત માંય સન્નારી સાચી
દેવી સરોજની કહેવાય જન જુઓ રાચી

કળી કાળની સાચી દેવી ભારતમાં લેખાણીરે
સરોજની નાયડુના નામે દુનિયાંએ વખાણી—સન્નારી સાચી

સરોજનીએ સત્યાગૃહમાં સાથે લીધા કમળારે
ઇશ્વર હિંદને આપો એવી અનેક આદર્શ અબળા-સન્નારી સાચી

મહાત્માજીનો બોલજ પાળી બીડું એણે લીધુંરે
ધરાસણા પર ધાડજ લાવ્યા તડકામાં તપ કીધું-સન્નારી સાચી

આખો દિવસ પાણી વિના કાઢયો તડકામાંજરે
કદી ન વેઠેલું તે વેઠયું ભારત માતા કાજ-સન્નારી સાચી

 

સરોજની શૌર્ય જોઇ પરદેશી કરે વખાણરે
ધન્ય ભારત દેશમાં છે આવી સ્ત્રીઓ પ્રમાણ–સન્નારી સાચી
સાચી જાણીને સરકારે તરત ઝડપી લીધીરે
હિંદ તણીએ કોકિલાને જેલ નીવાશી કીધી–સન્નારી સાચી
જેલ ગયાં પણ હિંદી બ્હેનોને આપી ગયાં ઉપદેશરે
ભારતની સ્ત્રી રત્ન જાગો સ્વાધીન કરવા દેશ–સન્નારી સાચી
ફેશનને હવે દુર કરીને ખાદી અંગે ધારોરે
વીર અબળાઓ બ્હારજ આવો ભારતને ઉગારો–સન્નારી સાચી
સાચી દેવીને છાજે એવા કર્મ હિંદમાં કરજોરે
"જીવન" ભારત આઝાદ કરવાં બોલ મારો દિલ ધરજો–સન્નારી

---

## નંબર ૭.

# બાપુની—હાક.

### (રાગ—વણઝારાની વેણુ વાગે છે.)

ધન્ય ધન્ય એ મહાત્મા ગાંધી બાપુની હાક વાગે છે
એણે મજબુત કમ્મર બાંધી સજન શુરા જાગે છે
વિશ્વવંધ પુરૂષ એ ઝળકયો બાપુની હાક વાગે છે
સારા ભારત માંહે ચળકયો સજન શુરા જાગે છે
સાબરમતી તીરે આશ્રમ બાપુની હાક વાગે છે
એણે માંડયો સત્યનો સંગ્રામ સજન શુરા જાગે છે

અહિંસા વ્રત હિંદને આપ્યા બાપુની હાક વાગે છે
સારા હિંદે તે નવ ઉથાપ્યા સજન શુરા જાગે છે
કંઇ સૈનિકે નામ લખાવ્યા બાપુની હાક વાગે છે
સારી આશ્રમમાં નામ દીપાવ્યા સજન શુરા જાગે છે
સાબરમતીથી આવ્યા દાંડી બાપુની હાક વાગે છે
છાવણી નાખી ગામ કરાડી સજન શુરા જાગે છે
શુરા નરનારી તમે આવો બાપુની હાક વાગે છે
લેવા લવણ કેરો લ્હાવો સજન શુરા જાગે છે
ઝડપી ગાંધી જેલમાં પુર્યાં બાપુની હાક વાગે છે
એથી કાજ નવ રહે અધુરાં સજન શુરા જાગે છે
જાગ્યા ભારતના નરનારી બાપુની હાક વાગે છે
છોડાવા હિંદ માત દુ:ખીયારી સજન શુરા જાગે છે
બહાર પડયા લક્ષપતિ વીરા બાપુની હાક વાગે છે
દેશ સ્વાધીન કરવા અધીરા સજન શુરા જાગે છે
જાગ્યા નહેરૂ માલવીયા કોડે બાપુની હાક વાગે છે
વલ્લભભાઈ ને વીઠુલ જોડે સજન શુરા જાગે છે
એણે દેશને કાજ ઝુકાવ્યું બાપુની હાક વાગે છે
જઈ જેલમાં નામ દીપાવ્યું સજન શુરા જાગે છે
દેવી સરોજની ને કમળા બાપુની હાક વાગે છે
એવી અનેક આદર્શ અબળા સજન શુરા જાગે છે

ગઇ જેલમાં મ્હેલ જ માની બાપુની હાક વાગે છે
એ તો સ્વતંત્રતા નિશાની સજન શુરા જાગે છે
ગાંધી મહાત્માએ હાંકલ કીધી બાપુની હાક વાગે છે
શુરા સ્ત્રી પુરૂષે માની લીધી સજન શુરા જાગે છે
ચાહો તમે જો દેશ આબાદી બાપુની હાક વાગે છે
ધારજો અંગે પવિત્ર ખાદી સજન શુરા જાગે છે
જાગો પશ્ચિમ ઢબે ચાલનારા બાપુની હાક વાગે છે
દેશ યુરોપીમાં મ્હાલનારા સજન શુરા જાગે છે
કોટ પાટલુન હેટ દેજો ત્યાગી બાપુની નાક વાગે છે
કફની ધોતી લેજો માર્ગ સજન શુરા જાગે છે
નથી મોહક વસ્ત્રમાં આબાદી બાપુની હાક વાગે છે
અંગ દીપાવો પ્હેરી ખાદી સજન શુરા જાગે છે
પેલી ફેશનેબલ શેઠાણી બાપુની હાક વાગે છે
તેનો ફેશન થઇ ધુળધાણી સજન શુરા જાગે છે
હવે ત્યાગી પશ્ચિમની રીત બાપુની હાક વાગે છે
ધરો ખાદી સાડી પર પ્રીતિ સજન શુરા જાગે છે
બુટ એપ્રિલ પાવડર તજો બાપુની હાક વાગે છે
દેશ સેવા અમૃત રસ પીજો સજન શુરા જાગે છે
પેલા બાળો માબાપને કહે છે બાપુની હાક વાગે છે
એતો વાનર સેનામાં ફરે છે સજન શુરા જાગે છે
માતા મુજને તકલી અપાવો બાપુની હાક વાગે છે

કાત્યા સુતરની ખાદી પહેરાવો સજન શુરા જાગે છે
હવે વૃદ્ધ જનો શું કરતા બાપુની હાક વાગે છે
ઘરે બેસીને ચરખા ફેરવતા સજન શુરા જાગે છે
કાંતે ચરખોને રામનામ ભાખે બાપુની હાક વાગે છે
દેશ સેવા તણો રસ ચાખે સજન શુરા જાગે છે
એમ બાળક વૃદ્ધ યુવાન બાપુની હાક વાગે છે
ચાહે સ્વતંત્ર હિન્દુસ્તાન સજન શુરા જાગે છે
હવે દુર કરો દારૂ તાડી બાપુની હાક વાગે છે
એને દેશમાંથી મુકો કાઢી સજન શુરા જાગે છે
કઇ દારૂડીઆ એમ બોલે બાપુની હાક વાગે છે
નથી કોઇ ગાંધીજી તોલે સજન શુરા જાગે છે
એ દારૂ તાડી ભીખ મંગાવે બાપુની હાંક વાગે છે
પઇસા ખુટતા ગરીબી લાવે સજન શુરા જાગે છે
કંઇ પીઠામાં જાતા ડરતા બાપુની હાક વાગે છે
તજી દીધા ગાંધી ગુણગાતા સજન શુરા જાગે છે
સુતા હોયે બંધુ બ્હેન જાગો બાપુની હાક વાગે છે
હવે અજ્ઞાન નિદ્રા ત્યાગો સજન શુરા જાગે છે
ફરી અવસર ન મળે આવો બાપુની હાક વાગે છે
લ્યો માતૃ સેવા રસ લ્હાવો સજન શુરા જાગે છે
ગાંધી બાપુના બોલ દિલ ધરજો બાપુની હાક વાગે છે
"જીવન" ભારત આઝાદ કરજો સજન શુરા જાગે છે.

## ગરબો ૮.

# સાચો સરદાર.

(રાગ-હરી ભજન થકી છોટા હોય તે સૌથી મોટા થાયે)

ઓ મહાત્માજી, બારડોલી સરદાર થઇને જાવું
એમ કહે વલ્લભ, રામ પ્રતાપે વિજય કરીને આવું

વલ્લભ કહે મારે જાવું, શાણી સરકારને સમજાવું
સમાધાની કરી વ્હેલો આવું ઓ મહાત્માજી—એમ કહે
કહો તો બારડોલીમા બળ લાવું કહો તો ગુર્જર ભુમી ડોલાવું
કહો તો સારા ભારતને ચેતાવું ઓ મહાત્માજી—એમ કહે
કહો તો બારડોલી નિશ્ચયપર લાવું કાયરમાં શુરાતન લાવું
કહો તો વિજય ઝુંડો ફરકાવું ઓ મહાત્માજી—એમ કહે
બારડોલીમાં કર વધ્યો છે પણ આવક એમા ખુટયો છે
વધુ ખરચ ઓછો ધંધો છે ઓ મહાત્માજી—એમ કહે
શું આવકથી વિશેષ લેશે ખેડુત બિચારા કયમ ભરશે
એવો અન્યાય સરકાર કેમ કરશે ? ઓ મહાત્માજી—એમ કહે
ભલે સરકાર અન્યાયી થાશે વધ્યુ મ્હેસુલ કેમજ અપાશે
ભલે માથુ ધડ જુદા થાશે ઓ મહાત્માજી—એમ કહે
સમજાવીશ શાણી સરકાર નવ સમજે તો છીએ તઇયાર
ખેડુત મંત્ર દેતા વાર ઓ મહાત્માજી—એમ કહે
અમે સંકટ સર્વે સહન કરશું કર વધારાનો નહિ ભરશું
અમે માતૃભૂમિ કાજે મરશું ઓ મહાત્માજી—એમ કહે

ત્યારે મહાત્માજી બોલ્યા શાર ધન્ય ધન્ય શુરા સરદાર
જાઓ કરો બારડોલીની વ્હાર એ મહાત્માજી—એમ કહે
ત્યારે સરદાર બારડોલી આવ્યા સહુ ખેડુતોને સમજાવ્યા
સહુ જનમાં શુરાતન લાવ્યા એ મહાત્માજી—એમ કહે
પડ્યું સંકટ સરવે સહન કીધું દુનિયાને દેખાડી દીધું
અંતે સરકારે સમાધાન કીધું એ મહાત્માજી—એમ કહે
એમ વલ્લભની વીરહાક પડી બારડોલી વિજય તેજ ઘડી
"જીવન" ભારતપર છાપ પડી એ મહાત્માજી—એમ કહે

---



શ્રી ... પ્રા. પ્રેસ સુરત